શ્રી ગણેશાયનમ:

# ચંડાળ ચોકડી.

## નાટકનાં ગાયનો.



શ્રી ધર્મ પ્રચારક નાટક સમાજ

માલેકો) એમ આર. એન્ડ મોહનલાલ લા'



ધી નેશનલ પ્રેસ, કરાચી મધ્યે એ ‍ ‍ ‍ ‍ ‍ ‍ ‍ ‍ ‍ ‍ ‍ ‍ ‍ ‍

કીંમત

# મુખ્ય પાત્રો.



## પુરૂષ વર્ગ

| | |
|---|---|
| દુર્મતસીંહ | વીલાસ નગરનો રાજા |
| રણમલ | વીલાસ નગરનો સુબો |
| વીકળ | દુર્મતનો હજુરી જેતર |
| ભગલો હજામ | દુર્મતનો પ્રાઇવેટ સેક્રેટરી |
| લલીત કુમાર | રણમલનો ભત્રીજો |
| પોપટ | લલીતનો વફાદાર મીત્ર |
| વીરસીંહ | દુર્મતનો પ્રધાન |

## સ્ત્રી વર્ગ

| | |
|---|---|
| સુદ્રા | દુર્મતની બહેન |
| દુશીલા | દુર્મતની રખાયલી નાયકા |
| વીરમતી | વીરસીંહની ધર્મ પત્ની |
| મેના | વીકળની પુત્રી સુદ્રાની સખી |

સિવાય જંગલી ખેડુતો સીપાઇ વિગેરે



# ચંડાળ ચોકડી



## નાટકનો ટુંકસાર



### અંક ૧લો.

### પ્રવેશ ૧ લો

સુત્રધાર નટી ઇશ્વર સ્તુતી

### પ્રવેશ ૨ જો

વીજયગઢનો ફટાયો રણુમલ જેહાલ વીલાસ નગરનો સુબો છે તેનુ શીકારે નીકળવુ. બાદ દુર્મતસીંહનો ભેટો થતા રણુમલ ના પુત્રી વીરમતીની માગણી કરે છે રણુમલ અયોગ્ય માગણી નો તીરસ્કાર કરે છે દુર્મતનુ ગુસ્સે થવુ રણુમલનુ ખુન.

(સીન ટરાન્સફર)

### પ્રવેશ ૩ જો

વીલાસ નગરના રાજાની પુત્રી મુદ્રા પોતાની સખીઓ સાથે બગીચામા આનદ કરતી સરોજની શોભા નીહાળે છે. રદય પ્રફુલ્લીત બાદ વીજય ગઢનો લલીત કુમારનું પોતાના વફાદાર મીત્ર પોપટની સાથે આવવુ પરસ્પર પ્રેમ દ્રષ્ટી થતા આનદીત

ચવુ. મુદ્રા સખી મેનાનું રગીલા પોપટને જોઇ પ્રસન્ન થવું. બ નેનું ભેટવું.

## પ્રવેશ ૪ થો

સુધરેલ ફેશનમા ફસાયલો ભગલો હજામ પોતાની બહાદુરીની બડાઇ કરે છે બાદ પોતાનુ આવવુ પોપટ નોકર તર્ફકિ જોડાવા માગણી કરે છે. પોપટ પોતાના હોલી શેઠ ભગલાને બનાવે છે. બાદ વીકળ આવી દુર્મંતસીંહના પ્રાઇવેટ સેક્રેટરીનો મળેલો હુકમ તેને આપે છે હુકમ વાચી ભગલો આનદીન થઇ ઇગ્લીશ ખાણ લેવાની તજવીજ.

## પ્રવેશ ૫ મો

દુર્મંતસીંહની રખાયલી દુગીલા નાયકાએ વીરસીંહને પ્રેમ જાળમા ફસાવવા પ્રયત્ન કરવો વીરસીંહનો ઇન્કાર દુષ્ટ દુશીલા થયેલ અપમાનનું વેર વાળવાના વીચારમાં વીરસીંહ તીરસ્કાર આપી જાય છે બાદ દુર્મંતસીંહનુ આવવું વીરસીંહનું વેર વાળવા દુર્મંતસાહને ભલામણ ક્રોધાતુર થયેલો દુર્મંત વીરમતી પાસે જાય છે

## પ્રવેશ ૬ ઠો

મેના પોતાના ગુણનુ વર્ણન કરતી આવે છે. પ્રીય થઇ પડલા પોપટનું આવવુ શાણી મેના ત્યા સુઘડ પોપટ બનેની

છાની વાતો લાભમાં પ્રેમની માગણી. મેનાનો પીતા વીકળ બહારથી આવે છે. તેને પોપટ પોતાની ચતુરાઇથી બનાવે છે વીકળનુ વીદાય થવુ. મેના પોપટનું પ્રેમમાં લીન થવુ.

## પ્રવેશ ૭ મો

સુધરેલ હજામ પોતાના નોકર પોપટ સાથે ચા મગાવે છે. તેની સ્ત્રી તેને ચા પાવા આવે છે. ડોળી હજામના ઘરમા ચીનાઇ કપ-એકજ હોવાથી તેની સ્ત્રી માટીના કટોરામા ચા લાવતા ગુસે થવુ પોતાના લાયક સુધરેલી બાયડી નહી હોવાથી તેનો તીરસ્કાર કરી કઢી મુકવી.

## પ્રવેશ ૮ થો

વીરસીંહની સ્ત્રી વીરમતીનુ આવવુ. ગુસે થયેલ દુર્મંત કુમાર આવી પ્રેમની માગણી કરે છે સુશીલ વીરમતી તેને ધીકારે છે દુર્મંતનુ ગુસે થવુ વીરસીંહનુ આવવુ નોકરની પત્ની ઉપર બદ દાનત જોઇ વીરસીંહનુ ચીડાવુ બનેની લડાઇ વીરસીંહ કેદ થાય છે.

## ટેબલો.

# અંક બીજો.

## પ્રવેશ ૧લો

ચડાળ ચોકડી ભેળી થઈ કૃત્યની ખુશાલી કરી દુર્મનસીંહ ભગા હજામને પ્રાઇવેટ સેક્રેટરી બનાવે છે વીકળની જેલરૂ તરીકે નીમણુક દુશીલાને વીરમતીને સમજાવવાની ભલામણ સાથે લલીત કુમારને પકડવાની તઇયારીનો વીચાર પરસ્પર આનંદ વફાદાર પોપટ ચડાળ ચોકડીના દુષ્ટ વાચાર જાણી લલીત કુમારને ખબર આપવા જાય છે

## પ્રવેશ ૨ જો

મુદ્રા પોતાની સખીઓ સાથે મદન પીડાનું વર્ણન કરતી આવે છે સખીઓ તેના મશ્કરી કરે છે, લલીત કુમારનુ આવવું મુદ્રા તથા લલીત કુમારનો પરસ્પર પ્રેમ વફાદાર પોપટ પકડવા આવવાના સમાચાર આપે છે ક્ષત્રી પુત્ર પીઠ નહો આપનાં સામે પગલે લડવા તઇયાર થાય છે મુદ્રા કુમારી પોતાના પતીને સોગન આપી લડવાની ના કહે છે બનેનુ જુદુ થવું,

## પ્રવેશ ૩ જો

જેલમા વીરસીંહ પડેલો છે વોકળ રાજાના હુકમને તાબેનું થવા સમજાવે છે વીરસીંહ ઇન્કાર કરે છે પોપટ સાથે મેનાં

આવવુ પોતાના દુષ્ટ પીતા વીકળને તેની પુત્રી મેના સમજાવે છે દુષ્ટ વીકળનુ ખુન કરી વીરસીહને છોડાવી લઇ જાય છે

## પ્રવેશ ૪ થો

લલીત કુમાર જંગલમા નીકળતા હાથ માહેનુ ખંજર પડલું જોઇ અપશુકન થવાનો અફસોસ કરે છે બાદ દુર્મતનુ આવવુ લલીત કુમાર ની પાસ તેની બહેન વીરમતીની માગણી કરે છે લલીત કુમારનુ ગુસે થવુ વીરસીહ જેલમાથી પસાર થયાના સમાચાર વીરમતીના નાના ભાઇ તથા તેની માને કેદ કરી રાજ દરબારમા લઇ જવા હુકમ ઉપરથી લડાઇ લલીત કુમારનુ પકડાવુ.

## પ્રવેશ ૫ મો

ભગલાનુ દાગીના કાઢવા માટે મેના તથા પોપટનો વીચાર બાદ ભગલાનુ આવવુ પોપટનુ છુપાઇ જવુ મનાને પ્યાર કરવા ભગલો કહે છે. મેના તેને બૈરીના લુગડા પહેરાવી નચાવે છે છુપાઇ ગયેલો પોપટ આવી ભગલાનુ કાશળ કાઢે છે.

## પ્રવેશ ૬ ઠો

મુદ્રા તેના ભાઇ દુર્મતસીંહને સમજાવતા મદાંધ દુર્મત તેની બહેન મુદ્રાનો તીરસ્કાર કરે છે મદાંધ દુર્મત ગુસે થઇ જાય છે.

## પ્રવેશ ૭ મો

દુર્મંત કુમારની રખાયત દુથીલા પ્રેમ જાળમા ફસાયલા દુર્મંતને જોઇ તેનાથી પ્રેમ વીનય કરે છે કબજે થયેલી વીરમતીને સમજાવવા દુશીલાને ભલામણુ વીરમતી નહી માનતા તેની માતા ત્યા નાના ભાઇનુ શીર છેદન કરે છે અડગ નારી પોતાની ટેક નહીં છોડતા દુર્મંત તેનું ખુન કરવા તઇયાર થાય છે જાદુ મુદ્રા આવી અટકાવે છે

# ટેબલો.



# અંક ત્રીજો

## પ્રવેશ ૧ લો

લલીત કુમાર તથા વીરમતીને છોડાવવા પોપટ તથા વીરસીંહ નો વીચાર જંગલી ખેડુતોનુ આવવુ ખરવાની દવા સબધી વાત ચીત દુશીલાનુ કાશળ કાઢી નાખવા પોપટ તેમને ફરેથી દુશીલાને ત્યા લઇ જાય છે.

## પ્રવેશ ૨ જો

દુશીલાને ઘેર ખરવા કાઢા ખેડુતોને લઇ આવે છે. ફરેથી બનેને સમજાવી દુશાલાનુ કાશળ કાઢી વીરમતીને લઇ પોપટ પસાર થઇ જાય છે.

## પ્રવેશ ૩ જો

કેદમા પડેલા લલીતને દુર્મત મારવાનો તઇયારો કરતા વીર સીંહનું આવવુ નોકર અને માલેકની પરસપર તકરાર લલીત કુમારને છુટો કરવાનુ કહેતા દુર્મતનુ ગુસે થવુ બને લડતા મુદ્દા આવી દુર્મતને કેદ કરે છે.

## પ્રવેશ ૪ જો

મેના પોપટનો ધાગણા પ્રમાણે થતાથો આનંદ પ્રેમા લાપ.

## પ્રવેશ ૫ મો

દુર્મતને ફાંસી આપવી.

## પ્રવેસ ૬ ઠો

લલીત મુદ્રાનુ પ્રેમ મીલત પોપટનું આવવું સઘળાંએ મળી દરબારમાં જવુ

## પ્રવેશ ૭ મો

કચેરી લલીત મુદ્રા તથા એના પોપટનો હસ્ત મેળાપ.

### સત્યનો જય

# ટેબલો.



# ચંડાળ ચોકડી.

## નાટકનાં ગાયનો



## અંક પહેલો

### " શ્રીગણેશાયનમ. "

નટી સુત્રધાર સ્તુતી

રચેલી રચના રંજન કારી
કળાએ નહી ગોવિંદ ગતિ તારી-રચેલી
સંત સાધુ મહંત મુનીવર-નરવરને નરનારી
ભેદ લેતાં ભુલા પડી ભવમા ભરમાયા બ્રમચારી
ભરેલી ભવ્ય ભીન્ન ભીન્ન ભેદે ભારી-રચેલી

બાળાઓ ૨

ભજો પ્રીતેથી ભક્તોના ભાવી કીરતાર
ભાવી કીરતાર સહુ સંકટ હરનાર-ભજો

૨

અધમ ઉધ્ધારણ દુરીજન નીવારણ
જગ જીવન જનના છો હીત કરનાર—ભજો
સુ બુધ્ધી આપો કુ બુધ્ધી કાપો
લક્ષ્મી પતી કરીએ તમ નામનો ઉચ્ચાર—ભજો

મુદ્રા સખીયો ૩

વાહ રસિયા જીરે મનમા પ્રીતમ પ્રેમે પધારી રસઘેલા
લગની શાને વધારી—વાહ

## સાખી

મધુરી મોરલી ના સુરે ઘેલી જ્યમ વ્રજનાર
પ્રેમ મંત્ર અજમાવીકા મુંગો મારો માર
ઘેલી બનાવી લાલ વ્હાલથી વાલમા
ભુલાવી સાન ભાન ચાલી ચટક ચાલમા—વાહ

## સાખી

સુતાંને ખાતાં પીતાં હરતાં ફરતાં સાથ
તનમાંને મનમાં રમો—નાજુક નમણા નાથ

છળશોના છેલા ઘેલાં કરનારા રાજવી રઢીયાળા મારા
મળશોજી વ્હેલા વનિતા વરનારા—રાજવી રઢીયાળા
મારા—વાહ

**લલીત મુદ્રા** ૪

મુ—જાઓ જાઓ છેલા મુને ના સતાવો
મર્મના વેણુ બોલી આમશુ રીબાવો મુને (૨)
લ—હા વીકસીત પુષ્પની સુંદર વેલી શરમને રાખો
જરા દુર
મુ—જોયા જાવ જાવ (૨)
સુંદર તારશો નીહાળી કંહા મુજ અંગમા
લ—તુજ રૂપ જોઇ શશી વર્યો શીવ સંગમાં
મુ—ઓય મરી ગઈ હાય
લ—અરે વાહ વાહ
પ્રેમીને ઉમંગ ધરી પાઓ પ્રેમ પ્યાલા ભરી
રમણી રીઝાઓ જરી લોભાયો વાલોકી ગોર અંગ
મુ—ખોટું બોલી શું લોભાવો ધુતારાજી એમ ન ફાવો
રસીયા છોડો હવે જીત
લ—વાહ—તજો તકરાર
મુ—ભાવે ભેગ્રો હઇયાહાર—જાઓ

લલીત મુદ્રા મેના પોપટ ૫

વાહ રસીલા રંગીલા રસીલા મારા છબીલા છો ગાળા
મને એકલી મુકીને તમે જાશોના (૨)
એ......નયનનાં બાણુ મારી ઘાયલ કરીને પ્યારી
હૃદયથી દુર તમો થાશોના (મારા)
ભોગી કમળ રસ ભમરા
વાહ ઓલ્ડ ટાહ્યા ડમરા
વાહરે રસીયા—
રમણી ઓહો વાહ
મારા મનડામાં કાંઈ કંઈ થાય છે
ત્યારે પોપટ દોડીને ભેગો થાય છે
જો જો
ગમત
કેવી
વાહવા •વાહ

ભગલો ૬

ઇંગ્લીશ ડીનર લચ પચતું દેશી ડીનર સુકું
ઇંગ્લીશ ડીનર ટેબલ પાસે દેશી દેશી થુ થુ થુ

છોડી શીરમાળ પાઉ રોટીને ચપાટી
કોણ ખાય રોટલોને બાજરાની બાટી
મુંગા થઈ વાંકા વળી બેસે પાટલા પર
મેડ મેન કેવા દીસે કેવાં મેડ મેકર
ખુરશી ટેબલ દીસે અતિ રળીયાતા
સાફ છરી કાટા જોઈ મન હરખાતાં
દેશી ખાણું ખાતા ખાતા ખાય છે ધચરકા
ઇંગ્લીશ ડરેશ કરી ફાકડા થઇ ફરતા–ઇંગ્લીશ

દુશીલા ૭

હાય પ્રીતમ તુ વી ! દીલમા દુખજ થાય
વાહરે વાહરે શાણા શાને શરમાય
ઓ હાયરે હાય મને બહુ અનંગ અંગમાં
પીડંતા રોજ જણાય–હાય
જોબન રંગમા રમતુ રસીયા વાત માન પ્યારા મારી
નથા નાદાન રે માન સુજાણ
ગુણવણુ ઘેલી તુજપર બની
હાય સુંદર હાય દીલબર હાય હાય હાય–હાય

દુર્મતસીંહ ૮

એ પાપી ચંડાળ વ્યાપી ઉર ઝાળ
મારી ઠાર કરૂ હું ક્યારે તુજને હું કોપેલો કાળ—એ૦
ક્રુરસીહથી વઇર કરી ક્યાં જઇને છે વસનાર
છે દુહુ ભેદુહુ ઝટપટથી આવીને
મારી કરૂં હુ તુને ઠાર એ પાપી ચંડાળ
જંગ મચાવી જોર જુલમથી બનાવુ તાબેદાર
રે તારી નારીથી યારી કરીને હુ લુટુ જઇ યોવન
રસનો બાહાર૦

મેનાં • ૯

હુ નાજુકડી (૩) નખરાળી નઉતમ નારરે
લટકે મટકે કામણગારી ચંચળ નયનો ચિત હરનારી
પિયુ પરવશ કરનારને હું નાજુકડી
રસિયા રંગ રમે રમનારી પ્રેમ ભરી પ્રીતીની ક્યારી
ગુણીયલ ગુણ ભંડારરે—હું નાજુકડી

મેના પોપટ ૧૦

નહા તોડો તરૂણ દીલદાર કુસુમ કળી કાચી છે
કેમ માંનું મન હરનાર ખીલી ખુબ ખાસી છે.

પ્રગટી યૌવન બાગમાં આ સ્તન પુષ્પોની બ્હાર છે
પ્રેમ સુગંધ લીધા વીણુ માળી પાછો કેમ ફરનાર–કુસુમ
ઠાલી ઠાલી વાતો શું વ્હાલી વિતાવો ન વખત ખાલી
ચિત ચોરી જાશો ક્યા ચાલી મુકો કર મોહન માલી
ફ્‌ગ ઘેલા થાઓ જાઓજી જીવન
શાંન્તીનું ભવન રામા છો રમણ હાં...હા ..નહીં તોરો

મેનાં પોપટ ૧૧

નહી રોકો નવેલા પ્રમ ઘેલા ને છકેલા આશુ ચાળા
દીલદાર છો ચકોર ચીત ચોર બાગાના—નહીં
મિઠી માસુકડી માનો નાજુકડી પ્રેમી પોપટડી રઢીયળા
રંગે રમાડુ હું સંગે જમાડુ પ્રીતે પોઢાડું પ્યારા
મારા—નહી.

પોપટ ૧૨

દીવાની દોરંગી દુનીયા દુર્જનની છે સંગી
આજ કાલના ડાળ દમામો દેખી ઉમંગી
પુરા અકલી પાજી છતા પતરાજી ઝાઝી
દુનીયા તે પર રાજી જો જો કેવી બેઢંગી
ગપ્પ ગોટાના જેવા ડોળ દેખાવે તેવા
ભેદન જાણે કેવા એવાની એ સંગી–દીવાની

જનમનાં જે જુઠા [illegible] ન્હા [illegible]
ભગે પાપના મુઠા તેને રહે છે જંખો—દીવાની

## વીરમતી ૧૩

ભુલવી નહિ ભલાઈ ભોળા જન
અસહ્યય સંકટ શિરપર આવે નવ મુઝાવું કાંઈ
મનુષ્ય જેમ માખણને તાવે દે છે હાવ સવાઇ—ભોળા
મરતાં સુધી મોટાઈ ન મુકે એજ વડાની વડાઇ
સાકર દેતાં કદી નવ ચુકે શેરડા સાંઠો પિલાઇ—ભોળા

## ટેબ્લો.



# અંક બીજો

૧૪

દુશીલા—ચંચળ હું નારી મારા રૂપ તણો નહીં પાર
દુરમત—ડાપણ માંહું પણ જગનો એક નમુનો સાર
દુશીલા—લલના હું ગુણીયલ ગોરી ભોગીની જીવનદોરી
દુરમત—કળબળ માં હું પણ પુરો એકે નહીં વાતે અધુરો
પોપટ—જો જો જન ખટ પટનો આ આબે હુબ
ચીતાર—ચંચળ હુ
વીકળ—શુરો છું હું પણ કેવો રણમાંહી જોયા જેવો
ભગલો—શોખીન છું હું પણ છેલો છળ પેચે ખુબ મઢેલો
પોપટ—જો જોસ હુ દુશ્ટો તમનો આ પોપટ હણનાર—ચંચળ

સુદ્રા સખીયો ૧૫

વાગ્યાં નયન બાણ જીગર ચીરી પહોંચ્યાં આરપાર
જખમી કીધી મુને શું મલ્યું તેથી તુને—વાગ્યાં
ફરતી મારા મહેલમાં કરતી બાળકેલી
નીહાળી મુર્તી જાદુ વાળી હું થઇ છું ઘેલી
બાળપણુ મહીં ગયો અનંગ રગ રેલી

શાનો રંગ લાગ્યો તારા અંગમાં અમને તો કેને
થન ગન થન ગન ચાલે તું ચાલ સીધી તું રેને
હું તો છું ભોળી બાળા
આ તો જોબનના ચાળા
સ્વપનામા મોહન મારા
ક્યાં છે તે લેરી લાલા
એ તો સ્વપનાં છે ઠાલાં પણ તેમા તો—એ—વાગ્યાં

## સુદ્રા સાખીયો ૧૬

છળ બળીએ પાતળીએ છળ બળથી કલથી કીધી મુજને
પ્રેમે બાવરી
ચીત ચળીયું દુખ ટળીયું સુખ મળીયું ભળીયું મનડું
તારૂં પ્રેમે ભરીયુ
જાઓ નારી સતાવો જખમી થયેલને શાને બનાવો
વરનરને વરનારી પીયુ સંગમા ફરનારી ચીતડાને હરમારી
હસનારી તુ
છોડો છોડો હાથને છો કચ કચ કરી મારૂં માથું
શીદ ફોડો

લલીત મુદ્રા ૧૭

મન મોહનમારા પ્રીતમ પ્યારા છળ ભગથી છળનાર
નેહ નવેલી રતિરસ ઘેલી કામની કેલી રીત સકળ કરનાર
જાણ્યા મેં આજ તમારા પ્રેમ મંત્રના જાદુવાળા
( સાભળ્યુ કે—અરે પણ શું )
કામણુ કરનાર—મન
વાણી મુરલી કામ ફિરતી શાન્ત સુરતી વર
ઓ છેલા મન મેલા રસરંગેલા મનઘેલા—મન

લલીત મુદ્રા ૧૮

સુંદર વરશ્યામ વામાંગી ન વાસરશે
ધીર ધરશો દુખ હરશો— સુંદર
ચડતીને જન સહુ ચહે ગાણુ સંગી થાય
દિલ દરદી જે પ્રેમનો પડતી પકડ બાહ્ય
પ્રીયતન વાડી મન વેલડી રસઘેલડા રંગ રેલડા અલબેલડી
મોહનજી મારા ઝટ મળશો—સુંદર

મેનાં ૧૯

બાપુ માના માનો ગાન થઆ બદનામ
ભજો ભાવે ભગવાન મળે મુક્તીનુ માન

૧૭ ન્યુઝીલેન્ડ

માની મારૂં તજી ધો તોફાન – બાપુ
પાણીના પર પોટા જેવી છે કાયા
ફુટતા લાગે નહીં વાર
સતોયા સપતાપતા કઇક નઠક પડ્યા ખોઇ જાન
પ્રહલાદને પીડી હી ણુ દસ્ય પુએ
લીધો કહોને શું લાભ
અંતે ધર્મી તણો જય થાશે નહીં ભુનો ભાન– બાપુ

**મેનાં પોપટ** ૨૦

લટકાળો લીધુ ચોરો ચીત કરીને પ્રાત પ્રર્શાત પ્યાગ
છબી સુણુંયસ પર નમ મન વારૂં રે ભારી મનોરંજન ખેલ–કરીને
પોપટ—વાટ જુવે વ્હાલો રસીકડો માનો રે ભગી કરૂ રંગ ખેલ
મેનાં મારી પ્રાણ થકી તુ છે પ્યારી–લટકાળો

૨૧

મેના—શોભે સોહણુ સુન્દર નારી
જુઓ અહરી કણગારી
બગલો—મીસ બ્યુટી પર આ બ્યુટી કદ તનમન ધન કુરબાન
પોપટ—છાનો મર ઓ અભાગીયા નહી ભુલીશ જગમાં ભાન
મેના—નાચોજી નાચ નખરાળી નવેલી

આંખનો ઇશારો બતાવો અલબેલા
શાને સતાવો છો માશુકડી પ્યારી

મુદ્રા ૨૨

પંખીડા કહેજે સંદેશો મારો
રહે જ્યા હૃદયનો રમનારો
ચોમાસુ ચાલ્યુ જાશે—જીવતર નાહીંવધાશે
ખાશે શુ ખેતરનો ખેડનારો—રહે જ્યાં
કળીરી ફુલી ફાલી કર મારોકો મળડાંખી
પન્તાશે પ્રેમી મધુકર મારો—રહે જ્યા
આબળા આંસુડા ઢાળે પલ પલ પીયુ પુકારે
એવો પ્રેમ પથ પ્રગગ શુ ન્યારો—રહે જ્યા

મુદ્રા ૨૩

દઇ દોશ નીરદોશ નહીં મારશો
જરા રોશને રદયથી ઉતારશે।
સિધુ ભાવ આપનો તો નાવને નિભાવશો
મેઘ ભાવ ધારી વીર બિન્દુને બચાવશો
ચહે વેલ વૃક્ષ વ્હાલથી વધારશો-જરા રોશ૦

## દુશ્તસીંહ ૨૪

એશી ખટ પટ ઉતારૂ માન
થાયે નવા કેમ કામીનો બાળનાર ભામીની
કળ બળ છળથી છોડુ નરકુ એ છકેલી
દશુતી દમ ભરી દામીની—એશી
જાઉં હઠ ધરી હઠીલી હારે નહી કેવી
પછાડું હુ પેલકમા મસળુ મસક જેવી
આ તનમાં તમ ભરી જામી જામીની—એશી

## દુશીલા ૨૫

પધારો ભાવતાં ભોજન લેવા
કરૂ જુગતે સેવા—પધારો
શાક પાક સુંદર બન્યાં પીરસી ભરીઆ થાળ
મીઠા મેવ મંગાવીઆ તબીયતને સુખકાર
ચમર ઢોળુ ખાંતેથી ખવાડુ મેવા—પધારો
શીતળ જળ ઝારી ભરી પ્રીતમ બેસું પાસ
પંખો પાતળીયા કરૂં આપું પરમ હુલાસ
ઉભી છું હાજર કટોરી ભરીને પાવા—પધારો

**વીરમતી** ૨૬

વીજીવર નાગર નટવર દીન દાસીની વીનતી ફિર ધરજે
દુખ આસ હેવાયના કહેવાયનાં રહેવાયના સુરગાયના—વીનતી
સુરતા ફૂળ કાગ ધરશે ચારો શું હસ ચરશે
કામાંજો કેર કરશે ન્યાયી તુ કેમ દરશે
સંકટ શીર ભારીઆ—કહેવયના

## ટેબલો.



# અંક ત્રીજો

**દુશીલા** ૨૭

હા ધર્મ વીસારી હાય પાપે। સ્વીકારી
કાવા દાવા કરીમ ભારી આવી સ્થીતી કરી મારી—હાય
આ હાથે કરો આ હાથે ભરૂં હું પાપસાગર માહી ડુબી મરૂ છું
તારો હવે મોરારી હા. ધર્મ વીસારા—હાય

**મેનાં પોપટ** ૨૮

વારે મનોહારી મેના મન ભાવો
જાઓ જાઓ ઠાલા શુ બનાવો
મારી નયન બાણ શાને સતાવો
લલનાને લાલ શું લટકા બતાવો
વિરહીનેનાહી રિઝાવો રસપાવો શરમાઓ
હાં આવો પ્યારા પ્રેમે લીઓ લાવો—મનોહારી

**લલીત મુદ્રા** ૨૯

રંજન મન માનુ ભુલાવનારી ભાન
રસત કરિને મોહની પાશો પ્રિતિ રસપાન

જાઓ લાલનજી નાંહી લલચાવશો
ઠહી પુલડેથી દીલડું વધાવશો
નહી સુકુંજી માન જકકીલાં ઝઘડા પતાવશો–જાઓ

લલીત મુદ્રા ૩૦

મોહન મન મંદિર વસીયા તન બાગ રસના ડસીયા
ખીલી ચુવા ફુલવાડી રસની ઘટા ઘનઘાડી
પિયુ પ્રેમ કુકે ફૂસિયા–તન
માનુની તમારી મોહિનીમાં ભ્રમર હુ ભુલો પડયો
જાગ્યો મહાનો અંગ અંગે અજબ રંગ અતી ચડયો
પાલક પ્રિય પતી પ્રેમના મુજ તનના શુંગાર–મોહન
વિધી ઘટનાથી લલાટમાં જડેલ જીવનહાર–મોહન

